# રૂસતમ-સોરાબનો સંગીત સાર.

## ભાગ ૧ લો.

### ૧. પ્રારંભ.



(ઝીંઝોટિ. લ્હેરો)

ગમતાં ગિતડાં ગાવા ચાલો સૈયર [1]સાર. ગમતાં૦
સજની સમજી સાર સુધારો સ્વસંસાર,
નિર્મળ મનથી સુખરૂપ શીખ
સુગમપણે સજ સુઘડજ નાર. ગમતાં૦
કથન અસલનું [2]શ્રવણ કરીને શિખવાની આવી આ વાર.
ગમતાં૦

### ૨. સંસારી કાહણીઓ.

(યમન કલ્યાણ—ચોતાલો.)

પાર જેનો પાયો નહી અપરંપાર, કે વિસતાર,
સુની કહાંણી કોણે કાને વાંરવાર? પાર જેનો૦
કીનો, કપટ, વૈર, ઝપટ
વસે જગત માંહે મફત,
[3]દાનવ દેવ માનવ સર્વ વશવિકાર રહે,
ક્રોધ, લોભ, જોર, જોમ ઠારઠાર. પાર જેનો૦
અચળ અમલ કરે જયાં છળ,
સકલ ગુણ અકલ બુદ્ધિ
ખોહી લડે માત, તાત, [4]भ्रात, [5]ભગની, [6]ભાર્જા, [7]ભર્તા
લઢતાં વઢતાં અન્યોઅન્ય, હારમાર. પાર જેનો૦

---

[1] સારાં. [2] સાંભળવું. [3] દૈત્યો. [4] ભાઈ.
[5] બ્હેન. [6] બાયડી. [7] ભરતાર.

## ૩. સોરાબનું દાસ્તાન, વેરભાવનું પરિણામ.

(કેદારો—ખ્યાલ.)

તજો ભાઇ વેરના વેરના વેરના મુજો તમે,
તનના તાણને પાપ પરિતાપને સમે
મન સોંચ સમજણથી સમાવીને,
બુદ્ધિવશ રાખો બળને,
મનુષ્ય જો ગણાવા ગમે. તજો ભાઇ૦
સાંભળો વર્ણન [1]તનનું ત્હેમ્તનતણું,
કદીમ જે કથણ કઠણ,
લોહી ફરજંદનું વેરી મન થકી,
બધાણી ન જાણી માની લાંબું કાઠી
પદરે પુનીજ દમે. તજો ભાઇ૦

## ૪. રૂસ્તમની જુદાઇ સામે તેમિનાની ફરિયાદ.

(હમીર કલ્યાણ—ખ્યાલ.)

ના ખમાયરે જખ્મ જુદાઇના, જોડેલાં તોડ દીલ
કટારી મારી, ભારી, ધારી, કારી. ના ખમાય૦
ટળવળતી તેમિના રડતી ત્હેમ્તનની તરસે,
તરછોડી ન જા હું દાસીને, ઉદાસીને, છું ગમખારી.
ના ખમાય૦
માન માન મન સમજાવે રૂસ્તમ,
જો જો છો છો રેહરે! મનથી ગમ તું કર કમ,
જીગર વિંધેછે ગમ તુંજ [2]મુજગમ,
રડે તેમિના તજી મોબત મારી. ના ખમાય૦

## ૫. તેમિનાને રૂસ્તમનો સધીઆરો.

(બેહાગ—ગજલ.)

કહે રૂસ્તમ્ જીગરના ગમ્ જીગર રહે રહે,
રૂજાય કમ્ દિલે જખ્મ્ હરદમ્ કહે કહે. ૧.
એક દીલ, વચન એક, મોબત એકજ હે! નેક,
તું પર છે ને તું પર રેહશે જુદાં થએ થએ. ૨.

---

૧ પુત્ર. ૨ મારી તરફ.

ફુંદવા દુશમનો શીર જવુ ઘટે હોય જે વીર,
સૃજી જુદાઇ ખાતર લડાઇ મેદાન ગમ્ખે ગમ્ખે. ૩.
આરામ એશ્, કુટુંબ એશ્, પડોશ દેશ્, નાણી હંમેશ્,
નમે ન લેશ્ કંઈ વિશેશ્ વખત વહે વહે. ૪.

## ૬. ફૂરજંદને માટે રૂસ્તમની ઈધાણી.

(જીંજોટિ—ટપો.)

નૂરમંદ નંગ બેમુલું નીશાનનું આણી તું સાનમાં
સાચવી લેજે, લેજે શુભ સંભારણું. નૂરમં૦
જણે તું બેઠી જો સુજજે આ ચોટીને, અગર બેટા
દલેર તો બાંધજે બંધબાજુ. નૂરમં૦

## ૭. સોરાબ.

(ગરબી.)

સખીઓ સ્તુતી ગાવો સોરાબની સંગીતથી,
પુત્ર પ્હેલવાન પરમપ્રીય પ્રીતથી. સખીઓ૦
સુંદર સિકલ તેમિનાને તહેમતન તણી,
નર્યો અવતર્યો રૂસ્તમ બીજો શીરમણી,
જુવો મસ્ત અંગ હસતું મુખ ચીતથી. સખીઓ૦
જમશેદનો ઝળકાટ આફતાબ મુખી,
કરે હોશાન હોસંગ સમ માત સુખી,
સર્વ બોલચાલ પ્હેલવાની રીતથી. સખીઓ૦
કદે મહિના એકે ઉગ્યો વર્ષથી વધુ,
વર્ષ ત્રણમાં ત્રાહિ ત્રાહિ કરે સ્હેર સંધુ,
વર્ષ દસમાં નહસાડે સર્વ ભીતથી. સખીઓ૦
જઈ ઘોડદોડ રમે ચોગાન દડી,
મગર મચ્છ મસ્ત વાઘ સર્વ લીએ લડી,
જંગીઓ સંગ જંગ મચે જીતથી. સખીઓ૦
[1]શસ્ત્રઅસ્ત્રબંધ કમર તંગ નીસર્યો,
મુદઈના જીએ શીર દલેર દીકરો,
સુવે ઈરાન હવે નિંદમાં નચિંતથી. સખીઓ૦

---

૧ તીરકામઠા અને ધાતુ એ બેઉ જાતના હથિયારો.

## ૮. પિતાને ઓળખવા માટે સોરાબનો તકાજો.

(ગોંદ મ્હલાર—ઠુમરી.)

પદર પિછાણવા નિશાન માત દે બતાવી,
હું જો ન જાણું નામ ઠામ મુજ તાતનું,
રસ્તાખેજ ઉઠાઉં જંગે જીહાન સજાવી. પદર૦
ફરજ ગરજ થકી પુછું મા તને પટાવી,
અજાણપણુ મુજ લાજ લેયછે લુટાવી,
લાજ કાજ કહી દે, હિત તુંજ હઠાવી.
જાણુ નહી જાન સલામત રહે કો છુપાવી. પદર૦

## ૯. સોરાબને તેમિનાનો નશિહતી ઠપકો.

(છાંયા—ખ્યાલ.)

હે ! હે ! હે ! હઠીલા, બેફામ, અહંકારી,
હે ! હે ! હે ! દે છોડી ગુમાની ભારી,
છાલ્કા મનને છાજે ભૂષણ, તકોબરી તારી. હે ! હે ! હે ! ૦
વાત ન વળે તારી તાણને તુંદીથી,
માગ નમ્નતાઇથી,
ચાહી માફી અભિમાન ઉતારી. હે ! હે ! હે ! ૦

## ૧૦. સોરાબે પોતાની માથી માગેલી માફી.

(ઝીંજોટી—ઠુમરી.)

માફ કર માફી કરરે ! નવ કરૂં ફરી ગુનાહ,
કુણ તુંજ વણ મુજ દે પનાહ? માફ કર૦
ટાળ સંતાપ કહી છાપ પ્રતાપ આપ,
બાપ [1]જનકની જાણું બિના. માફ કર૦

## ૧૧. તેમીનાએ જાહેર કરેલો ભેદ.

(ઝીંજોટી અને બેહાગ—ખ્યાલ.)

પુત્ર તું તો પિતાનો ખાનદાની રે,
નિશાની નરીમાનની ગુમાની માનીલે. તાત૦

---

[1] જન્મ આપનાર.

બેટા ! પિતા તુજનો બીલતન પ્હેલવાન,
શામેસવારના રૂસ્તમનું તું [1]સંતાન,
ઇરાન તુરાન જીહાનમાં માન,
  નામદારી છે વખાણી. પુત્ર તું તો૦
શામ નરીમાન જમશેદથી પિછાણ,
નામ નસલ છે અસલ તોખમવાન,
ખુન બુલંદ બુજર્ગીદાર ખાનદાન,
  દલેર દીલ પેશાની. પુત્ર તું તો૦

## ૧૨. બાપની જાણ થવાથી સોરાબનો હરખ અને ઉમેદ.

(જીંજોટિ—ગજલ.)

સુણી વર્ણન હરખે તાતતણું ખીલે ગજ ગજ છાતી જવાન તણી,
વાત કરી જવા તાતને મળવા માતને જંગ મેદાન ભણી. ૧
કદમ પેદરનાપર જઈ ચૂમું ખાક પનોતા પગ તલે,
બાપને ભેટું આપજ હેતે જવા માત છે આશ ઘણી. ૨

## ૧૩. જેવી મા તેવાં બાળ.

(દેશ અને કાફી—દાદરો.)

ઝાડ તણું જેમ ફળ, વૃક્ષ તેમ છાલ,
બીજ તણો રોપ જેમ, માત તેમ બાળ. ૧
છાપ તેમ ભાત પડે, આબ તેમ [2]ખાલ,
નામ જેમ તેજ તેમ, માત તેમ બાળ. ૨
દામ તેમ કામ જેમ, રાગ તેમ તાલ,
કીર્તિ તેમ કૂલ જેમ, માત તેમ બાળ. ૩
મિષ્ટ તેમ સ્વાદ જેમ, તાપ તેમ ઝાળ,
દેશ તણો વેશ તેમ, માત તણું બાળ. ૪
નામ તેમ ખ્યાતિ અને દ્રવ્ય જેમ માલ,
ફુલની સુગંધ જેમ, માત તેમ બાળ. ૫

---

૧ છોકરૂં.    ૨ ચામડી.

## ૧૪. શુરો કોણ ?—સોરાબની તકરાર.

(દેશ—ખ્યાલ.)

શુરો નરખો નર કોણ ?
જાનથી જે જવા ન ડરે,
હિમતે કિમત કરે. શુરો૦
કીર્તિ કાજ તારાજ રાજ કરૂં,
ફનામકાન દુશમનોના,
ગામના ગામ કરૂં જીતી સમસાન, બળ વરે. શુરો૦

## ૧૫. સોરાબની જુદાઈમાં તેમિનાની ફિકર.

(ગરબી.)

શું જાય સખી દિન દિન નવ દીકા દીઠા દીકરા તણા ?
મરાય સખી કાયા કોમળ વણુ દર્શન સોરાબના૦ શું જાય૦
મુજ છાતી ફાટી ફિકર વડે,
નહી પુત્ર માતાના દિલડાં કડે,
નહી ચેન નહી આરામ જડે. શું જાય૦
મુજ શીરતાણું સરતાજ ગયું,
મને લાડ પમાડતું કોણ રહ્યું ?
દીલ આનંદી આશાભંગ થયું. શું જાય૦
હો માગું દુવા હું દાદગરથી,
કો થાય સપુત બખ્તાવરથી,
થાય બંદગિ સફળ હું પામરથી. શું જાય૦



# ભાગ ૨ જો.

## ૧૬. દેજે સફેદ ઉપર હોમાને ઉસકરેલો સોરાબનો ધસારો.

(ખમાચ—ચોતાલો.)

જંગી જમઝમ ઝુંકાવ દેજ સફેદ [1]ધ્વજ ધ્રુજાય,
ઝમક ધમકથી ગઢ થડથડ ધડપાય ધમધમાય. જંગી૦
જઈ પુકાર આવ્યો સોરાબ તુરાનિ હું સરદાર,
શરણે મુજ આવ, હજીર, નાશ થાતું ગઢ મુકાવ. જંગી૦
મુરખ તુરક હે! બોલ્યો હજીર હવે,
ચાલ જા! ચાલ જા! પાછો ફરી,
      પ્રાનદાન દે દઉં દયાથી જવા, દુશ્મણ વધ ખાતર
જીવ લઈ-હાસ, જરખના ત્રાસ ગુરજ આખાચથી શીર ચુકાવ.
જંગી૦

## ૧૭. સ્ત્રીની હિંમત.

(લાવણી.)

અબળા જાતી કમળ ભાતી નાર ગણાતી નબળી નહી,
સબળા છાતી શુર મદમાતી સદગુણમાં ઉભાતી રહી.
ચંદ્ર [2]કાન્તિમાં વણુ ભ્રાન્તિ [3]કમળવદનિ કોમળ ખરી,
પણુ દિલની દ્રઢતામાં ચઢતી શકિતવાન શુરી નરી.
      "નારી નામે નરથી વડી,"
      ભારી કામે પગથી ખડી,
      હારી [4]ઉર નવ હિંમત કદી,
      સારી ખ્યાતે જગમાં રૂડી,
સદગુણ પ્રકાશની કીર્તિમાં નિશદિન જીંદગી જાતી વહી.
સબળા છાતી૦
નામે નાજુક જોમે જોરાવર જાતી જોબનવંતી,
કેળવણી જેવી મળે તેમ કમળા ખીલે કુલવંતી.

---

૧ ધજા. ૨ ખુબસુરતી. ૩ કમળમુખની. ૪ છાતી.

નાજુક પણ નાહિમત નહી,
કોમળ પણ નાકુવત નહી,
શુંદર પણ ઉનમત્ત નહી,
નિર્દોષની હરકત નહી.
નખરાંને નાજો અદાથી સંસાર નિભાવતી કંઈ.

સબળા છાતી૦

## ૧૮. ગોદાંપ્રીદની સોરાબને આજીજી.

(દેશ અને ખમાચ—ખ્યાલ.)

રંક જીવ ન માર, કર કર વિચાર,
શીર મરણદ્વાર રંક વરણ નાર
રણ શરણજ લાવી તું પર બ્હાર. રંક જીવ૦
સરદાર ઉગાર ઉદાર દિલે
જીવ નાજુક નાર તણો, ને તાર
સ્ત્રીહત્યાનો અપજશ અપાર. રંક જીવ૦
સદકે તું ઉપર સુંદર સવાર,
કરૂ તન મન ધન સર્વ ઉસ્તવાર,
શર્ણાગત સેવા તાબેદાર. રંક જીવ૦

## ૧૯. ગોદાંપ્રીદની ઠઠા મશખરી અને સોરાબની ચીઢ.

(કાફી—ઠુમરી.)

જીતવાના ડોલ કિહાં જંગી, તુરાની?
હાહાહાહાહાહાહાહાહાહાહાહાહાહાહાહા. જીતવાના૦
રમવા જા બાળ, શિખવા જા નિશાળ,
છાજે રમતને જવાંની, હાહાહાહા, છાજે રમતને જવાંની,
[1]થાકે નહી લડવા બરમુછ્યા છોકરા,
લખોટી જા રમવા, લખોટી લોંખડી તુરાંની. હાહાહાહા૦
જાણ હે દગાબાજ ! કરીશ તારાજ,
કિલ્લાની વેરાણી, હાહાહાહા, કિલ્લાની વેરાણી,

---

૧ આવડે નહી.

ઉછળી મારતો બરાડ સોરાબ,
  સમશેરના, લઉં સમશેરના સમ ઈરાની. હાહાહાહા૦
પોઢીજા, હાહાહાહા, પોરકા, હાહાહાહા,
  પાળણે, હાહાહા, ગુમાની, હાહાહાહા, પાળણે ઘર જઈ ગુમાની,
અટવાશે અમથો, હાહાહાહા, જંગમાં,
  પ્હેલવાન, હાહાહાહા, પ્હેલવાન્ શુરામાં તુરાની. હાહાહાહા૦
મકારે ઓરત ! પુકારે સોરાબ,
  કતલે કરીશ મેમાની, હાહાહા, કતલે કરીશ મેમાની,
ખુનરેજીમાં ખાક થશે બળી,
  બદલે તારી, હાહા, બદલે તારી બેઈમાની. હાહાહાહા૦

## ૨૦. શોરાબને ગોર્દાફ્રીદની ધમકી.

(ખમાચ—દાદરો.)

ભુલ્યું ભલા ભ્રમિત મન વણ સમજણ અજાણપણે, કેમ બને ?
પકડણ કડણ બંધણ વચન દુશમનમાં સગપણે ? ભ્રમિત મન૦
જંગ મચાવા આવશે જાણશે રૂસ્તમ જો,
ટકીશ ત્હેમ્તનસું કેમ ? ખોહશ જીવ નાદાનપણે. ભ્રમિત મન૦
રૂસ્તમથી નવ બચીશ એકે જીવ ફોજ તણો,
દલેરીપર દયાથી કહું બચાવ જાન શાનપણે૦ ભ્રમિત મન૦

## ૨૧. ગોર્દાફ્રીદની મોહબતથી સોરાબનો જખમ.

(કાફી—ટપો.)

મ્હાતાબ છુપ્યો વાદલામાં,
મ્હેરે મોહ્યું મન મારૂ લુટીને. મ્હાતાબ૦
કરી તું દિલે જખમ, કીધો શિકાર ફદિ,
મને જીતી કીધો ફજેત ફતેહના બદલામાં. મ્હાતાબ૦

(ગજલ—ખમાચ અને કાફી.)

ગયો મ્હાતાબ મોહન મુખ શિહા વાદળે છુપાવી,
ચશમને નૂરમંદી શુંદર કાન્તિ બતાવી. ૧
ગઈ જીતી શિકારીને જે હરણી થઈ શિકાર,
જખમ કરતાં થયો સામો જખમ જીગર લુટાવી. ૨

થયો કેદીજ કેદીનીજ બેડીએ બંધાઇ,
જીતાયો હાથ હારેલીને ગઇ જે નવ જીતાવી. ૩

## ૨૨. હોમાને સોરાબને દીધેલી નશીહત.

(ખમાચ—ટપો.)

તું ના જા મોહના રાહમાં ફસી પ્હેલવાન,
નાદાની જનાની તજી દે દે. તું ના જા૦
નવ માનવ દાનવ બુદ્ધિ બળને કદી જડી
ઘડીભર રે! કરારી સ્ત્રીના છંદે. તું ના જા૦

## ૨૩. રૂસ્તમ ઊપર શાહ કેકાઊસનો કોપ.

(વાઘેશ્રી કાનડો—ચોતાલો.)

કાળું મોહ રૂસ્તમ તારૂં હું ન ચાહતો,
જારે જા ચંડાળ! થા કંગાળ કદમે નાપેદા. કાળું મોહ૦
નવ ગણ્યું માન હુકમનું, ના ગણ્યું તાજનું,
દોસ્તી નવ રાજતણી, ફરજ લાજકાજ અદા. કાળું મોહ૦
અગર હોત સોડમાં સમશેરતો,
હું કાપીજ નાખતે પાપી શીરજ તૃતજ,
વેર થકી કેહરથી જાનથી એજાન કરત હું,
પણ ગેવ! લે જીવ એનો, શખુન મારો રેહ સદા.
કાળું મોહ૦

## ૨૪. શાહ કાઊસને રૂસ્તમની ગાળો અને અપમાનો.

(બ્હાર કાનડો—ખ્યાલ.)

ઓ! કમિના કમઅશિલ! કમજાત!
શોખ્ ચશમ! શરમ વણના!
તુચ્છ! તુચ્છ વરણના! નાપેકાર! ઝેરી વીંછુ! અજગર!
જે વડે રોશનબખ્ત તખ્ત થયું, તે હું, હેમ્તન,
તરફ કરી તુંડ નગુણ વચન વાત?. ઓ કમિના!૦
મળત વળત નવ તાજ ન રાજ, જો હતે ન દીધું હાતે,
શાહ છે તું મુજથી,

તકસીર એ થઇ હું થી કે વીછુથી ઇચ્છિયું અમૃત,
ખુરાથી ભલાઈ ન થનાર ! તું શું કરનાર જીવનીજ ઘાત?
એ કમિના૦

## ૨૫. પહેલવાનોને રૂસ્તમની છેલી સલામ.

(સીંધુરા—ખ્યાલ.)

સંકટનો આજરે સમોછે, સરદારો ! સાચવજો રાજકાજ. સંકટનો૦
છેલી સલામ કરી જાવું ન જોશો ફરી,
અરજ કરૂં રાખો દેશની લાજ,
તદબીરે ટાલજો તુરાની આફત,
સોરાબ સામા ઇલાજ કરી કાંઈ સોરાબ સામા ઇલાજ.
સંકટનો૦

## ૨૬. ગોદરજનું શાહ કાઊસને થંડો પાડવું.

(સીંધ—ટપો.)

વિચારી જો કરી, સંભાલશે, હો શાહ ! કોણ આ બાજી ? વિચારી૦
કોણ રૂસ્તમ વિણા સુખ દેશને દે
છોડી ને દીલ દેહેસ્ત ? પાદશાહ ! બોલ, ગોર કરી. વિચારી૦

## ૨૭. કાઊસનો પસ્તાવો અને રૂસ્તમને મનાવી લાવવાની અરજ.

(સીંધ—ઠુમરી.)

જાવોરે રૂસ્તમને મનાવોરે !
મને પળપળ થાય પસતાવોરે ! કેમ હવે થશેરે ! જાવોરે૦
મનાવા જંગીને અંજુમન સંગે, આવ્યો ગોદરજ બાવો રે;
અકાબર તેજ જે દેશથી દાજે. સંપે તૈયાર સહુ થાવો રે !
જાવોરે૦

## ૨૮. રૂસ્તમને ગોદરજની સમજુતી અને આજેજી.

(મિયાંકી મલ્હાર—ખ્યાલ.)

આલમને ત્હેમતન તું દે પનાહ;
શત્રુ સોરાબે સર્વ ત્રાસે, રૂસ્તમ, તું વીણા,
શો કીધો અમે ગુનાહ? આલમને૦
થયોછે શાહ પશેમાન,
અવલ કસુરની તુંથી દરગુજર થકી આવ્યો હું;
હાથીઓના ઓહમાં પશુ મરે કે શું ?
પશુપાળ, પ્રજાપાળ, રક્ષણહાર, તુંજ વતન
કેમ કરી દેશે થવા ફના ? આલમને૦

## ૨૯. ઈરાનની મદદે રૂસ્તમ પાછો ફરયાની ખુશાલી.

(દેશ અને પીલુ—ઠુમરી.)

ભારી ખુશાલી ઘેરેઘેરે ચાલે,
આવ્યો વીર મનાયો, સાહે થવા મ્હાલે. ભારી૦
રૈયત રીઝે રીઝે, દેખીજ દલેરની લડાઈ તૈયારી;
શત્રુને હરાવા, સ્વદેશ બચાવા, ઢાડાં ફોજ ઢાલે૦ ભારી૦

---

# ભાગ ત્રીજો.

---

## ૩૦. લડાઈની ધમાલ અને ધુજારો.

(કલ્યાણ—ચોતાલો.)

છુમછુમછુમ, ઝુમઝુમઝુમ, ઢુમઢુમઢુમ, ધુમધુમધુમ,
ધમાલ ધાડ [1]ધાયજી. છુમછુમ૦
[2]દદામ ગડગડે ધુંધૂંધુંધૂં, ભુંગલ ભુંકે ભુંભૂંભુંભૂં,
તંતવાદ્ય તુંતુન તુંતુન, વાગતું પરગાંમ
કરર ધૂં કરર ધૂં કરરરરરરરરધૂં,
ખણખણતું સાજ ગણગણતું ગાજે
સવારીસું જાયજી. છુમછુમ૦

---

[1] ધસી આવે. [2] નકારાં.

વીજલી ચમકે તરવાર તેજ તણી,
કાપી શત્રુ, સપ સપ સપ સપ
બાણ છુટે સરરરરરરર,
ભડકો લઇ ધૂં ધરરરરરરર,
ધડકે નેજા કમાન તીર,
ધરતી ધડકે ધડાકબંધ, ધૂલ ધુમાડા ધૂમ ધુમાટા ભૂમિ ભૂમિએ
સૂરજ વાદળ છાંયજી. ધુમધુમ૦

## ૩૧. રજમના છુપાં ખુન ઉપર સોરાબનો ક્રોધ.

(દેશ—ગજલ.)

ગયું મેં હુ રૂંસીને વરૂ ગોસ્પંદની સંકુમાં જઇ,
ગોસપંદ લાચાર સમ રજમ ખાકમાં પડયો ખાકસાર થઈ. ૧
ઉકલેછ લહુ કેર વેર લઉં ચશ્મોમાં ચઢયો આતશી કિનો,
હિચકારનો નાશકાર હું આશકાર છું મારતો મુદઇ. ૨
બનાવું લાલાનું ચમન મેદાન લહુની લ્હેરથી,
જમ થાવું રજમના ખુનીનો એક એક જીવ હું લઇ. ૩

## ૩૨. સોરાબની હજીરથી પરપુછ.

(ગજલ—સીંધ કાફી.)

રાસ્તીની છે કીર્તિ ઇરાનમાં,
કહે હજીર, મશહુર કુલ જહાનમાં. ૧
કેહ, કોણનો તે ડેરો કિરમજી,
ખૂર્શીદપેકર ઉડે ધજા ગજી? ૨
શાહ કાઉસનો એ તંબુ બુલંદ,
હજીર કહે, ઓળખ તે નૂરમંદ. ૩
વળી આ મંડપ, વીર બતાવે,
દમામ પીલપેકરે જંગ સતાવે? ૪
એતો આરામઘા તુસ દલેરનો,
સરદાર જે, કેહ હજીર, નરેસેરનો. ૫
વારૂં આ છાવણી હારે કટાર,
કોણ ધણી કોણ સપેહસાલાર? ૬

લેછે ઝુલાણુ જેમાં જરરીન હાથી,
ઉભાછ જેના નવજવાન સાથી? ૭
જાણુ એ કેશવાદ પીલ્તન ઇરાની,
બાપ બેટા ચાલીસનો ગુમાની. ૮
તંબુપર તંબુના સવાલપર સવાલ
પુછયા, પામ્યો અનેકના હેવાલ. ૯
ગેવ, ફરીબ્રોજ, ગોસ્તવાદ, રાહામ,
દીઠાં નિશાન નામ ઠામ ને કામ. ૧૦
પણ ના પિછાણી ઇધાણી પદરની
બળ્યો આગથી નીરાશ જીગરની. ૧૧

## ૩૩. રૂસ્તમનો ડેરો સોરાબે ઓળખવો.

(જીંજોટિ—ઠુમરી.)

લાલ કેવો ઝલકે રે ડેરો જરદાર, હજીર બતાવ. લાલ૦
ગાવ્યાની ઝુંડો કયાની નસલનો, નવ નિશાન છુપાવ. લાલ૦
અજદાપેકર ધજા ફલકપર, શોભે સહુ સરપાવ. લાલ૦
અણદીઠ, અણનમિત જંગી બિરાજમાન, શુભ વર્ણન સુનાવ. લાલ૦

## ૩૪. સોરાબને હજીરની ઊલથાપ.

(દેશ અને પીલુ—દાદરો.)

છાવણી રૂસ્તમની ખરી, કેમ કરી બોલે હો,
હાજરી છુપાવી હજીરે હરીફને ટાલે હો. છાવણી૦
હું ન સમજતો કહે હજીર, પરદેશી એ કો વજીર,
એ નિશાન ચીની ડોલે હો. છાવણી૦

## ૩૫. સોરાબનું ફરી પુછવું—હજીરના ફરી અખાડા.

(જેજવંતી—જપતાલો.)

મસ્ત અંગ દસ્તબંદ બાજુનો બિરાજમાન,
ગડગડાટ પેઠે ગજ સિંહ ધુજાવતો છે કોણ જો ફરી. મસ્ત અંગ૦
ના મુને વધુ ખબર, કહયું મેં હું ધારતો તે,
લેબાશ દીસવાથી, પુછે શું મને કેદ કરી? મસ્ત અંગ૦

## ૩૬. સોરાબ અને હજીર વચ્ચે તડાતડી.

(જીંજોટી—ટપ્પો.)

ઝટ બોલ કેમ કરી રૂસ્તમ આ જંગમાં નહી આવ્યો હોય ?
વણ સેનાપતિ આવે શું કાઉસ અંહી ? ઝટ બોલ૦
ડરે તુંથી શું સેનશાહ, કે તસ્દી દે તેમ્તનને ?
તેતો જાબુલમાં, મોજમાં ચકચૂર હશે બાહોશ કંઈ. ઝટ બોલ૦

## ૩૭. સોરાબનો હજીર ઉપર કેહેર.

(સીંધુરા—ઠુમરી.)

લાજ મન વશ ગઇ,
પાપવશ દુશમન્ હવસવશ લબ્બાડો લાભમાં શોધે,
ઉછળે જીગર લહુ ઉકલી વેરમાં
જોઇ તારી ઠગબાજી ભારી. લાજ૦
શાનું ખમું હું અપમાન તું નીચનું ?
લોટ ખાઇ લાત, ધૂલ ખાકમાં,
કતલ કરૂં સહુની ખુનખારી. લાજ૦

## ૩૮. સોરાબની આજેજી ઉપર રૂસ્તમનો અનાદર.

(શ્રીરાગ—ખ્યાલ.)

હે આલીશાં ! રે શી નિશાનો દઈ
વધાઈ રે, ખુશાલી રે કેહરે વેહલી
ઓળખવાને રે, જો હોય તું રે
રેહમી તેમતનરે જાહેર મુજને થા. હે આલીશાં૦
લડવું નવતો જારે ! પટપટરે શી ?
રે સાચું કહયુંરે ના રૂસ્તમે,
હે બાળ ! નામ સાથે શું રે કામ ?
લડવું મરવું હરવું ડરવું હઠવું જંગમાં હોયતો જા.
હે આલીશાં૦

## ૩૯. પોતાની નીરાશામાં પોતાના માબાપ જોગ પોતાના ભાઈની મારફતે રૂસ્તમનો પેગામ.

(પુરીયા—ખ્યાલ.)

મુવું તે ગયું જ ગયું, નવ ફરી ફરી આવે રડવાથી,
ત્યારે શાની પાડ કાંહણી રૂદને રૂદને, માતમે માતમે,
ગયું વ્હાલું તન તેને,
પુછજે માવતરને જીંદગી રહી કોની ? ગઇ કોની. મુવું તે૦
જો આવે મારી અજલ જંગે,
હરગેજ કોઇ રડશોના, બળશો ગમ કરશોના,
જીંદગાની ફાની છે ફાની, અમર કોની ? સદા કોની ? મુવું તે૦

## ૪૦. રૂસ્તમના વખાણ.

(મુલતાની—ઠુમરી.)

રૂસ્તમના શું વખાણ, કરીશું રૂસ્તમના શું વખાણ.
મસ્ત દસ્ત દલેર દેવબંદ, જેફીએ જંગમાં જવાન, લડતાં૦
કરીશું૦
અંગ સંગીન પાહડી અજાઓજ, ધ્રુજાવે આસમાન, પુકાર૦
કરીશું૦
દરિયા નીલની પેઠે ઉછળે, પીલતન એ પેહેલવાન, શત્રુપર૦
કરીશું૦

## ૪૧. સોરાબની સુલેહ ભરેલી રૂસ્તમને અરજ.

(પરજ—ચોતાલો.)

રે તું જંગ રંગ ભંગ માની,
અજાણી ધુલધાણી ન કર જાનની તું હાંણી. રે તું૦
બુજર્ગીમાં એશઆરામ, સુખે ગુજાર જીંદગાની,
તેજી સમસેર તજી, મારો સુખન માની. રે તું૦

## ૪૨. રૂસ્તમનું નામ જાણવાને સોરાબના કાલાવાલા.

(કાફી—ઠુમરી.)

રે બુઢા ! જરા નામ જણાવી દેરે ! હઠ કર નારે વીર ! જરા૦
નામ સંગ કામ શું રે ? જાણ જાણે બુઢ્ઢાજરે,
મ્હાવીર ! જરા નિશાન બતાવી દેરે ! હઠ૦

## ૪૩. રૂસ્તમના હાથ ઊપર ઠગાઈ આવવા સારૂં સોરાબને હોમાનનો ઠપકો.

(પરજ—ખ્યાલ.)

નવ ડાપણ માનું જુવાનમાં, અણજાણમાં, નાદાનમાં,
નવ હારે ત્યારે હારે જ્યારે જીતે ક્યારે ભારે ત્યારે !
નવ તું જારે ! દુર થારે ! રણરાનમાં. નવ ડાપણ૦
ફસું ફરી નવ ફરેબી ફંદે, પસેમાન થઇ કહે સોરાબ,
જતો મુકું મુદ્દઇ ન મેદાનમાં મેદાન. નવ ડાપણ૦

## ૪૪. રૂસ્તમની પોતાના કુવતને માટે પ્રાર્થના.

(ભૈરવ—ચોતાલો.)

સાંભળ યજદાં તું, આજીજી બંદો આજેજ હાલે કરૂં,
ઓહ્યું કૌવત દે જે અસલ હતું મારૂં. સાંભળ૦
બાળક હરે પ્હેલવાન, જાયછે લાજ મારી,
દે જોર મુદ્દઇ સંહારૂં. સાંભળ૦

## ૪૬. કુસ્તી છેલ્લી.

(કાફી અને ખમાચ—ઠુમરી.)

ચાલી જંગ મચાવી રંગ સંગ જંગી રહી જાજીરે. ચાલી૦
છાતી દંગ આશા ભંગ કરતો ઉમંગ પાજી રે,
કરી તંગ તુરંગ અંગના, મસ્તી કુસ્તીબાજી રે. ચાલી૦

## ૪૭. જખમી સોરાબની અફસોસ.

(ખમાચ જીલો—ઠુમરી.)

દરશન વણ આંખ્યો તરસી રહી,
તરસી રહી તરશાવી રહી. દરશન૦
જૈફ પિતાની ઘરડી આંખ્યો ઝરશે,
ખુનના લહુથી વરસી રહી. દરશન૦
પિતા રૂસ્તમ મારો પકડી પતાલથી,
લેશે જીવ તારો વેરસી થઈ. દરશન૦

## ૪૮. સોરાબની ઈધાણી સારૂં રૂસ્તમની તલપ.

(પીલુ—ખ્યાલ.)

દીકરા બતાવ કાંઈ ખાશ, નિશાની, બતાવ હો ! દીકરા૦
જાણુ હુંજ રૂસ્તમ બાપ તારો બપ્નકમ,
નાશ થઈ જીવની આશ, બતાવ હો ! દીકરા૦

## ૪૯. રૂસ્તમની માતમ અને આપઘાતની કોશેશ.

(પીલુ—ટપ્પો.)

હો ! કુડ્યં રે ! કડ્યં ! ભાગ્ય ભવિષ્ય ખાયત ન૦

## ૫૦. માતમ અને આપઘાતમી. પોતાના કાકાને સોરાબન.

(ખટ—ઠુમરી.)

અતિશય કરતાં માતમ રોકો તાતને, કાકા!
બસ કર કરવી આત્મ જીગરની ઘાતને, કાકા! અતિશ.
કિસ્મતમાં મુજ અજલ લખી જો,
બાપ હાથથી હરવા, મરવા,
યાદ કરી મુજ માતને. બસ કર૦

## ૫૧. સોરાબનો છેલ્લો સલામ.

(પરજ સોહેની—ગજલ.)

બસ કર ગમ રે બાપ! કહે સોરાબ કરૂં છેલી સલામ,
લઉં બંધાતી છાતી એંચાતી જીભે તારૂં વ્હાલું નામ. ૧
બેટા કર માફ પાપ થયું મ્હા, બાપ કહે દાબી છાતીએ,
ચુમી ગાળો વ્હાલે મીઠી તાતનું કર્યું માફજ કામ. ૨
મારી દઈ મુદ્દઈ તુરાની કર લશકરપર તારી મ્હેર,
એટલી વિનતિ સેવટની, કરૂણામય છેલાં કલામ. ૩
વ્હાલી માને યાદ કરતો સુતો આખર નિંદ બેફામ,
જોબનવંત અંતે મુવો બાપ થયો નામે બદનામ. ૪

## ૫૨. રૂસ્તમનું અસહ્ય દુખ—કાઊસની નશિહત.

(માલકોસ—ખ્યાલ.)

આમ કલ્પાંત રે રવાન કાજ કદી ઘટીટ ના,
તું જ તન મન ડેરવી શાંત થા ધિર ધરી વીર કંઇ,
નથી માનતો રે જીવ આ! થોભ! આમ૦
દરે ના જીવ રે! મરવા દ્યો! ન થા રે! ન થા રે નાદાન તું!
હવે નહી, સાર કંઈ, ગયું નામ તો જીવ શું? થોભ! આમ૦

)

## ...નાચારી ભરેલો વિલાપ.

(આશાવરી—ખ્યાલ.)

. ભૂલ, કુલમાં કાંઈ, દેશ વિદેશમાં ભાઈ,
...ાવી વતનની કીર્તિ, લુટાઈ. ભરી મેં તો૦
...ા ન જાય કાંઈ પાપી વેરની થઇ જે લડાઈ,
ખુનખાર હાથ પુત્ર ઘાતક, જીંદગીની કરી શાહી.
રે ભાઈ૦ ભરી મેં તો૦
એશ કુટુંબ સર્વ ખાનત નાખશે, રડશે બાપ બપાઇ,
તેમિના મરશે સંગ તું દીકરા, જાન કરી કુર્બાન તુને,
બોલરે ! સોગાબ ! પિતા સંગ સુખ વાણી મુખથી મુને.
રે ભાઈ૦ ભરી મેં તો૦

## ૫૪. ગોદરજનો ધીરજવાન દિલાસો.

(ભૈરવી—ખ્યાલ.)

વિનતી સુણરે તેહેમ્તન મુજની,
માતમ મિથ્યા ગમખાર તુંજની. વિનતી૦
રૂસ્તમ સિતમ જખ્મ ન કમ
થયો ઠગબાજીથી શત્રુજની. વિનતી૦
કુલ આલમ માતમ્ કરે તું સંગે,
સુણ વાત દિલાસા શાણ સુજની. વિનતી૦
આવતું ન ફરી ગયું વ્હાલું મરી,
કરવે માતમ ગુણ જાણ ખુજની. વિનતી૦

## ૫૫. તેહમિનાનો મ્હાશોક.

(પુરબી—ચોતાલો.)

હાય ! હાય ! હાય ! હાય ! રડે માય હાય ! હાય ! હાય ! હાય ! હાય
બેટા ! ગયો કયાં મુકી તું તારી માય, માય, માય, માય, માય. હાય !૦
કરૂણાળ પનાહ દઇ પાક પરવરદેગાર, તેડી લે દાદાર !
પાસ બેટાની વાસ મને થાય, થાય, થાય, થાય, થાય. હાય. હાય૦

## પદ. ૨ જી.

(ગોરી-, રબી.)

છગ ટંટા ખખેડા તમે ટાલજોરે,
ટાલજો, ટાલજો, ટાલજોરે. છગ૦
દ્વેશ કલેશનો અંત કુલ આળજોરે,
દેશી એશીને સ્નેહથી નિહાળજોરે. છગ૦
મુલ કુસંપ છે કમબખ્ત હાલજોરે,
તજી કુસંપ કુટુંબમાં માહાલજોરે. છગ૦
જાત પરજાત સર્વ પ્રીતે પાળજોરે,
સંપ મેલથી સર્વ સંગ ચાલજોરે. છગ૦

---

(આ સંગીતસારનો કાપીરાઈટ લીધોછે અને સને ૧૮૬૭ના ૨૫ માં આકટ પ્રમાણે નોંધાવ્યો છે.)



**મુંબઈ,**
દફતર આશકારા છાપાખાના મધે,
રૂસ્તમજી નવરોજજી ખંબાતાએ છાપ્યું છે.

---

સને ૧૮૮૨.